Men have paddles (મેન હૅવ પૅડ્લ્સ) માણુસો પાસે હલેસાં છે.

They are paddling (ધે આર પૅડ્લિંગ) તેઓ હલેસાં મારે છે.

With them (વિથ ધેમ) તે વડે.

Flat (ફ્લૅટ) ચપટો.

Piece of wood (પીસ ઑફ વુડ) લાકડાનો કકડો.

Paper-knife (પેપર–નાઇફ) કાગળ કાપવાનો ચપ્પુ.

Like a huge paper-knife (લાઇક એ હ્યુજ પેપર–નાઇફ) કાગળ કાપવાના મોટા ચપ્પુની જેવો

This man here, આ બાજુનો માણુસ.

Net (નેટ) જાળ; જાળી.

A cloth cap (એ કલૉથ કૅપ) કપડાની ટોપી.

He has a cloth cap on= તેણે કપડાની ટોપી પહેરી છે.

The other men (ધિ અધર મેન) બીજા માણુસો.

Peaked hats (પીક્ડ હૅટસ) અણીવાળી ટોપીઓ.

Strips (સ્ટ્રિપ્સ) પટીઓ; ઝીણા કકડા.

A coconut leaf (એ કોકોનટ લીફ) નાળીયેરીનું પાંદડું.

Made of strips of coconut leaf=નાળીયેરીના પાંદડાની પટીઓની બનાવેલી.

Their raft is called (ધેર રૅફ્ટ ઇઝ કૉલ્ડ) તેઓનો તરાપો કહેવાય છે.

This word means (ધિસ વર્ડ મીન્સ) આ શબ્દનો અર્થ થાય છે.

Tamil (તામિલ) મદ્રાસ ઇલાકામાં બોલાતી એક ભાષા.

Logs tied together (લૉગ્ઝ ટાઇડ ટુગેધર) સાથે બાંધેલી લાકડાની ગંડેરીઓ.

Far away (ફાર અવે) ઘણે દૂર.

A steamer (એ સ્ટીમર) આગબોટ.

It is leaving Madras (ઇટ ઇઝ લીવિંગ મદ્રાસ) તે મદ્રાસથી ઉપડે છે; તે મદ્રાસ છોડી જાય છે.

Smoke (સ્મોક) ધુમાડો.
Coming out of the funnel (કમિંગ આઉટ ઑફ ધ ફનલ) ધુમાડીયામાંથી બહાર આવતો.
Last night (લાસ્ટ નાઇટ) ગઇ રાતે.
There was a storm (ધેર ઉવૉઝ એ સ્ટૉર્મ) તોફાન હતું.
A strong wind is still blowing (એ સ્ટ્રૉન્ગ ઉવિન્ડ ઇઝ સ્ટિલ બ્લોઇંગ) હજીપણ તોફાની પવન ફૂંકે છે.
The sea is rough=દરિયો તોફાની છે.
Waves (ઉવેઇવ્ઝ) મોજાં.
The wind blew (ધિ ઉવિન્ડ બ્લ્યુ) પવન ફૂંકયો-ફૂંકતો હતો.

---

### પાઠ ૩૪ મો.

Ive (ઇવ)
To live (ટુ લિવ) રહેવું.
To leave (ટુ લીવ) છોડી દેવું.
Atch (ઍચ)
Thatch (ધૅચ) પરાળ; છાજ.
Aw (ઑ)
Straw (સ્ટ્રૉ) સુકું ઘાસ.
Ay (એ)
Clay (કલે) ચીકણી માટી.
Oo (ઊ)
Roof (રૂફ) છાપરું.
Ick (ઇક)
Rick (રિક) ઘાસનો ઢગલો.
Place (પ્લેઇસ) જગા.
Ea (ઈ)
To leak (ટુ લીક) ગળવું; ટપકવું.
To eat (ટુ ઈટ) ખાવું.
Ou (આઉ)
House (હાઉસ) ઘર.
Shepherd (શેપર્ડ) ભરવાડ.
Curry (કરિ) કઢી.
As......as (ઍઝ......ઍઝ) જેવો...તેવો; જેટલો...તેટલો.
So......as (સો...ઍઝ) જેટલો...તેટલો.
Another (અનધર) બીજો કોઇ.
Nasty (નૅસ્ટિ) ગંદો.
Ewe (યુ) ઘેટી.
The walls are made of brick and clay=દીવાલો ઇંટ અને ચીકણી માટીની બનાવેલી છે.
We say (ઉવિ સે) આપણે કહીએ છીએ.

A thatched roof (એ થૅચ્ડ રૂફ) છાયેલું છાપરૂં.
The house has a thatched roof=તે ઘરને છાયેલું છાપરૂં છે.
Thin ( થિન ) પાતળી.
Some places (સમ પ્લેઇસિઝ) કોઇ કોઇ જગાઓ.
It rains (ઇટ રેઇન્સ) વરસાદ પડે છે.
The roof leaks (ધ રૂફ લીક્સ) છાપરૂં ગળે છે; છાપરામાંથી પાણી ટપકે છે.
Damp (ડૅમ્પ) ભીનાશવાળી.
Inside the house (ઇનસાઇડ ધ હાઉસ) ઘરની અંદરની બાજુ.
The shepherd must put ધ શેપર્ડ મસ્ટ પુટ ) ભરવાડે મૂકવી જોઇએ.
More (મોર) વધારે.
He has a few cows ( હિ હૅઝ એ ફ્યુ કાઉઝ) તેની પાસે થોડી ગાયો છે.
The sheep which you saw (ધ શીપ ઉવિચ યુ સૉ) તમે જે ઘેટાં જોયાં તે ઘેટાં.
On page 49 ( ઑન પેઇજ ફોર્ટિ નાઇન) ૪૯મે પાને.
A ram (એ રૅમ) ઘેટો.
A ewe is not so big as a ram ( એ યુ ઇઝ નૉટ સો બિગ ઍઝ એ રૅમ) ઘેટી ઘેટાના જેટલી મોટી હોતી નથી.
One ewe is big as another ewe=એક ઘેટી બીજી કોઇપણ ઘેટીના જેટલી મોટી હોયછે.
He minds the sheep (હિ માઇન્ડ્ઝ ધ શીપ ) તે ઘેટાંની રખેવાળી કરે છે.
For his master ( ફૉર હિઝ માસ્ટર) તેના શેઠના તરફથી.
Bones (બોન્સ) હાડકાં.
He likes bones better= તેને હાડકાં વધારે ગમે છે.

---

### પાઠ ૩૫ મો.

Or ( અર )
Work (ઉવર્ક) કામ કરો; કામ.
World ( ઉવર્લ્ડ ) દુનિયા.
Al ( ઑલ )
Also (ઑલસો) વળી.
Always (ઑલ્વેઝ) હંમેશાં.
Tle ( ટ્લ )
Gentle ( જેન્ટ્લ ) નમ્ર; નરમ સ્વભાવનું.

Ea ( ઇ )
Teak ( ટીક ) સાગનું લાકડું.
Deal ( ડીલ ) પુષ્કળ.
Oa ( ઓ )
Road ( રોડ ) રસ્તો.
Elephant (એલિફન્ટ) હાથી.
Every (એવરિ) દરેક.
Mahout (માહુત) માવત.
Between (બિટવીન) વચ્ચે.
Animal ( ઍનિમલ ) પ્રાણી.
Along the road ( અલૉન્ગ ધ રોડ) રસ્તાપર.
Great (ગ્રેટ) મોટો
Ear (ઇયર) કાન.
Broad (બ્રૉડ) પહોળા.
Eye (આઇ) આંખ.
Large ( લાર્જ ) મોટા.
Largest (લાર્જેસ્ટ) સૌથી મોટા.
On the next page (ઑન ધ નેક્સ્ટ પેઇજ) આ પછીને પાને.
At work (ઍટ વર્ક) કામ કરતા.
Every little boy has seen =દરેક નાના છોકરાએ જોયો છે.
Some have also seen him =વળી કેટલાકે તેને જોયા છે.
He is carrying ( હિ ઇઝ કૅરિંગ) તે લઇ જાય છે.

He picked it up (હિ પિક્ડ ઇટ અપ) તેણે ઉચકી લીધી.
Trunk (ટ્રન્ક) સુંઢ.
He has it ( હિ હૅઝ ઇટ ) તેણે તે રાખી છે.
Tusks ( ટસ્ક્સ ) હાથીના (બે) દાંત; દંતશૂળ.
To the place which the mahout drives him to= જે જગાએ તેને માવત તેને હાંકી જાય તે જગાએ.
A great deal of work= ( એ ગ્રેટ ડીલ ઓફ વર્ક ) પુષ્કળ કામ.
In a day=એક દિવસમાં.
No other animal is ( નો અધર ઍનિમલ ઇઝ ) બીજું કોઇ પ્રાણી નથી.
As large as an elephant (ઍઝ લાર્જ ઍઝ ઍન એલિફન્ટ) હાથીના જેટલું મોટું.
The largest animal ( ધ લાર્જેસ્ટ ઍનિમલ ) સૌથી મોટું [પ્રાણી.
Yet (યટ) આમ છતાં.
With those whom he loves (વિથ ધોઝ હુમ હિ લવ્ઝ) જેમને તે ચાહે છે તેમની સાથે.

He will let the mahout's little son play=તે માવતના નાના છોકરાને રમવા દેશે.
To hurt (ટુ હર્ટ) ઇજા કરવી.
Like fans (લાઇક ફૅન્સ) પંખાની જેવા.
He seems (હિ સીમ્સ) તે દેખાય છે.
To be flapping (ટુ બિ ફ્લપિંગ) ફફડાવતો.
Nose (નોઝ) નાક.
A tooth (એ ટુથ) એક દાંત.
Teeth (ટીથ) દાંતો.

---

પાઠ ૩૬ મો.

Ea (એ)
Ready (રેડિ) તૈયાર.
Spr (સ્પ્ર)
To spring (ટુ સ્પ્રિન્ગ) કુદકો મારવો; હુમલો કરવો.
Ou (આઉ)
To shout (ટુ શાઉટ) બૂમ પાડવી.
Ea (ઇ)
Each (ઇચ) દરેક.
Ost (ઓસ્ટ)
Most (મોસ્ટ) ઘણું; ઘણાં.
Tiger (ટાઇગર) વાઘ
Howdah (હોદા) હાથીપર મુકવામાં આવતી અંબાડી.
Fierce (ફિયર્સ) વિકરાળ; ઝનુની.
Jungle (જંગલ) જંગલ; વન.
Just (જસ્ટ) હમણાં.
To shoot (ટુ શૂટ) ગોળી મારવી.
Back (બૅક) પીઠ.
In which (ઇન વ્હિચ) જેમાં.
Hunters (હન્ટર્સ) શિકારીઓ.
Another elephant (અનધર એલિફન્ટ) બીજો હાથી.
It is holding (ઇટ ઇઝ હોલ્ડિન્ગ) તે પકડી રાખે છે.
In the air (ઇન ધિ એર) હવામાં.
They are waving their hands (ધે આર વેઇવિંગ ધેર હૅન્ડ્ઝ) તેઓ પોતાના હાથ હલાવે છે.
They are shouting (ધે આર શાઉટિંગ) તેઓ બૂમ પાડે છે.
It is a long way (ઇટ ઇઝ એ લૉન્ગ વે) તે ઘણે દૂર છે.
Way (વે) રસ્તો.
On the right (ઑન ધ રાઇટ) જમણી બાજુએ.

Skull (સ્કલ) ખોપરી.

The man must kill the tiger=તે માણસે વાઘને મારી નાખવો જોઇએ.

Or ( ઑર ) નહિ તો.

It will kill him=તે તેને મારી નાખશે.

The most fierce animal (ધ મોસ્ટ ફ્રિયર્સ ઍનિમલ) સૌથી વિકરાળ પ્રાણી.

Some more hunters (સમ મોર હન્ટર્સ) થોડા વધારે શિકારીઓ.

---

## કવિતાઓ.

### (૧) કેવી રીતે સુખી થવું.

How to be happy (હાઉ ટુ બિ હૅપિ) કેવી રીતે સુખી થવું.

I want (આઇ વૉન્ટ) મને જોઇએ છે.

Kind (કાઇન્ડ) દયાળુ; માયાળુ.

Deed (ડીડ) કામ; કૃત્ય.

Happy (હૅપિ) સુખી.

Do you want to be happy=તમે સુખી થવા માગો છો-ઇચ્છો છો ?

Gay (ગે) આનંદી.

Little man (લિટ્લ મૅન) નાના માણસ; બાળક.

Then (ધેન) ત્યારે.

Every day (એવરિ ડે) દરરોજ.

---

### (૨) વાદળાં.

Clouds (ક્લાઉડ્ઝ) વાદળાં.

Pretty (પ્રિટિ) સુંદર.

Prettier (પ્રિટિઅર) વધારે સુંદર.

Sky (સ્કાઇ) આકાશ.

Boats (બોટ્સ) હોડીઓ.

Boats sail (બોટ્સ સેઇલ) હોડીઓ હંકારાય છે-ચાલે છે.

To sail (ટુ સેઇલ) હંકારવું.

Ships (શિપ્સ) વહાણો.

Seas (સીઝ) દરિયા.

Clouds that sail=જે વાદળાં ચાલે છે તે.

Across (ઍક્રૉસ) આરપાર.

Across the sky=આકાશના એક છેડાથી બીજા છેડા સુધી.

Far (ફાર) દૂર.

Far prettier (ફાર પ્રિટિઅર) ઘણાં વધારે સુંદર.

Than these (ધૅન ધીઝ) આના કરતાં.

## (૩) નાનો તારો.

Star (સ્ટાર) તારો.

To twinkle (ટિવન્કલ) ઝબકવું.

I wonder (આઇ ઉવન્ડર) હું અજાયબ થાઉં છું.

Diamond (ડાયમન્ડ) હીરો.

Dew (ડ્યુ) ઝાકળ.

Show (શો) દેખાડો.

How I wonder what you are=તું કેવો છે એ જાણીને હું ઘણો અજાયબ થાઉં છું.

Above the world (ઍબવ ધિ ઉવર્લ્ડ) દુનિયાની ઉપર.

So high (સો હાઇ) આટલે ઊંચે.

Like a diamond (લાઇક એ ડાયમંડ) હીરા જેવો.

The burning sun (ધ બર્નિંગ સન) ધગધગતો સૂર્ય.

The sun is set (ધ સન ઇઝ સેટ) સૂર્ય આથમે છે, સૂર્ય અસ્ત પામે છે.

Wet (ઉવેટ) ભીનું.

You show (યુ શો) તું બતાવે છે.

Light (લાઇટ) તેજ; પ્રકાશ.

All the night (ઑલ ધ નાઇટ) આખી રાત.

## (૪) સખ્ત કામ કરો.

Work (ઉવર્ક) કામ કરો.

Hard (હાર્ડ) કઠણ; સખ્ત.

Strike (સ્ટ્રાઇક) મારો.

While (ઉહ્વાઇલ) જ્યારે.

Nail (નેઇલ) ખીલો.

To reach (ટુ રીચ) પહોંચવું.

Aright (ઍરાઇટ) ખરી રીતે.

Might (માઇટ) જોર; બળ.

You've (યુવ) તમારી પાસે છે.

Iron's (આયર્ન્સ) લો હું છે.

Iron (આયર્ન) લોઢું; લોખંડ.

Drive the nail (ડ્રાઇવ ધ નેઇલ) ખીલો નાખો-ખોડો.

Hit it (હિટ ઇટ) તેને મારો.

With all your might (ઉવિથ ઑલ યૉર માઇટ) તમારા બધા જોર વડે; તમારું બધું જોર કાઢીને.

Red (રેડ) રાતું; લાલચોળ.

You've work to do (યુવ વર્ક ટુ ડુ) તમને કામ કરવાનું હોય.

With a will (ઉવિથ એ ઉવિલ) તન દઇને. દૃઢ મનથી.

A will (એ ઉવિલ) ઇચ્છા; દૃઢ ઇચ્છા.

Who reach the top (હુ રીચ ધ ટૉપ) જેઓ ટોચપર પહોંચે છે.

First (ફર્સ્ટ) પહેલાં.

They must climb the hill (ધે મસ્ટ કલાઇમ ધ હિલ) તેઓએ ટેકરીપર ચઢવું જોઇએ.

---

## (૫) હાલરડું.

A cradle (એ ક્રેઇડલ) પારણું.

Song (સૉન્ગ) ગીત.

Hush (હશ) ચુપ રહે; શાંત થા; ચુપ.

Baby (બેબિ) નાનું બાળક.

Bough (બાઉ) ઝાડની ડાળી.

Brack (બ્રેક) ભાંગો.

Hush-a-by (હશ-આ-બાય) શાંત થા; ચુપ રહે.

On the tree top (ઑન ધ ટ્રિ ટૉપ) ઝાડના મથાળા પર.

The wind blows (ધિ ઉવિન્ડ બ્લ્લોઝ) પવન વાય છે-ફૂંકે છે.

The cradle will rock (ધ ક્રેઇડલ ઉવિલ રૉક) પારણું હાલશે.

The bough breaks (ધ બાઉ બ્રેક્સ) ઝાડની ડાળી તૂટે છે.

Down will come baby (ડાઉન ઉવિલ કમ બેબિ) નાનું બાળક નીચે આવશે-પડશે.

---

## (૬) ચંદ્રમા.

The moon (ધ મૂન) ચંદ્રમા.

A bow (એ બ્લો) ધનુષ.

An arrow (ઍન ઍરો) બાણ; તીર.

To shine (ટુ શાઇન) પ્રકાશવું.

Shining (શાઇનિંગ) પ્રકાશતા.

To shape (ટુ શેઇપ) આકાર બનાવવો.

Shaped (શેઇપ્ડ) આકાર બનાવેલો

To grow (ટુ ગ્રો) થવું ઉગવું.

Grown (ગ્રોન) થયેલો; ઉગેલો.

She's (શિઝ) તેણીને છે [ઇંગ્રેજીમાં 'ચંદ્રમાં' નારી જાતિમાં વપરાય છે.]

O (ઓર) અરે.

She is shining (શિ ઇઝ શાઇનિન્ગ) તે પ્રકાશે છે.

She looks like a lamp (શિ લુકસ લાઇક એ લૅમ્પ) તે દીવા જેવો દેખાય છે.

Last week (લાસ્ટ ઉવીક) ગયે અઠવાડિયે.

She was smaller (શિ ઉવૉઝ સ્મૉલર) તે વધારે નાનો હતો.

She was shaped like a bow (શિ ઉવૉઝ શેઈપ્ડ લાઇક એ બો) તેનો આકાર ધનુષના જેવો હતો.

She's grown bigger (શિઝ ગ્રોન બિગર) તે વધારે મોટો થયો છે

She's as round as an o (શિઝ એજ રાઉન્ડ એજ ઍન ઓ) તે 'ઓ' અક્ષરના જેવો ગોળ છે.

Round (રાઉન્ડ) ગોળ.

---

## (૭) મોજાં (પાણીનાં).

The waves (ધિ ઉવેઇવ્ઝ) પાણીનાં મોજાં

Restless (રેસ્ટલેસ) શાંતિ વગરનાં; અશાંત.

Shore (શોર) દરિયા કિનારો.

A bank (એ બૅન્ક) નદી કિનારો; પુસ્તો; બાંધ.

To toss (ટુ ટૉસ) અથડાવું; અફાળવું.

Noise (નૉઇઝ) ઘોંઘાટ.

Noisy (નૉઇઝિ) ઘોંઘાટવાળાં; શોરબકોર કરતાં.

Roar (રોર) ગર્જના.

Why (ઉવ્હાય) શા માટે?

To pass (ટુ પાસ) પસાર થવું; ચાલ્યા જવું.

To reach (ટુ રીચ) પહોંચવું.

Yellow (યલો) પીળી.

Roll on (રોલ ઑન) આગળ ગબડો.

That toss about (ધૅટ ટૉસ અબાઉટ) જે આમતેમ અથડાય છે.

That roar (ધૅટ રોર) જે ગર્જના કરે છે.

You have reached (યુ હૅવ રીચ્ડ) તમે પહોંચ્યા છો.

Higher up the land (હાયર અપ ધ લૅન્ડ) જમીનપર વધારે ઉંચે.

How is it (હાઉ ઇઝ ઇટ) એમ કેમ છે? એનું શું કારણ છે?

That (ધૅટ) કે.

You cannot pass that bank=તમે તે પુસ્તો પસાર કરી-ઓળંગી-શકતા નથી.

---

## (૮) હવા.

Weather (ઉવેધર) હવા (ની હાલત).

To fret ( ટુ ફ્રેટ ) ચીડાવું; ગુસ્સે થવું.

To scold ( ટુ સ્કોલ્ડ ) ઠપકો આપવો.

Wet (વેટ) ભીનાશવાળી.

---

(૯) વહેલા સુઇ જવું.

Early ( અર્લિ ) વહેલા.

To bed (ટુ બેડ) બિછાના તરફ; પથારી તરફ એટલે કે સુઇ જવું.

Healthy (હેલ્થિ) તંદુરસ્ત.

Wealthy (વેલ્થિ) પૈસાદાર.

Early to rise (અર્લિ ટુ રાઇઝ) વહેલા ઉઠવું.

Wise (વાઇઝ) ડાહ્યો.

It makes a man healthy wealthy, and wise=તે (વહેલા સુવાની ને વહેલા ઊઠવાની ટેવ) માણસને તંદુરસ્ત, પૈસાદાર અને ડાહ્યો બનાવે છે.

FINISH.

# વાક્યોનો તરજુમો.

## પાઠ ૧ લો.

મિલ ક્યાં છે ?
સાહેબ, તે ત્યાં છે. (તે પેલી રહી).
તે (પેલી) ટેકરીની ટોચપર છે.
મિલમાં એક ઘંટ છે.
તે મોટો ઘંટ છે.
તમે મને પેલો કુતરો વેચાતો આપશો ?
સાહેબ, તે મારો કુતરો નથી.
તેથી હું તે વેચી શકું નહિ.
મિલ આગળ એક માણુસ પાસે કુતરો છે.
તે તેને વેચે.
તે છોકરો મિલ આગળ છે.

## પાઠ ૨ જો.

તે નઠારો કુતરો નથી.
તેને મારો નહિ.
અને આમ ખેંચો નહિ.
નહિ તો તમે તે કુતરાને મારી નાખશો.
તમે નઠારા છોકરા છો.
આ માણુસ આપણા—અમારા—કુવા આગળ છે.
તેના હાથમાં તેણે શું રાખ્યું છે ?
તેણે તેમાં પેલા છોકરાની ટોપી રાખી છે.
તેના વડે તે શું કરશે ?
તે તેને (તે ટોપીને) કુવામાં નાખશે.
તે તેનો કુતરો છે.
તે માણુસ શું કરશે ?

## પાઠ ૩ જો.

હું નાના પીપમાં છું.
હું તેમાં બેસીશ.
ત્યારે હું ભીંજાઇ જઇશ.
પછી કૃષ્ણ મને (મારૂં ડીલ) લુછી નાખશે.
તે મને તેના (બંને) હાથ વડે લુછશે.
હું ચીસ પાડીશ નહિ.
કૃષ્ણ, સુસવાટ—સીસકારા—કરો નહિ.
તમે મને ઉંચકી શકો ?
હા, હું તમને ઉંચકી શકું.
હું તે પીપમાં બેસીશ.

## પાઠ ૪ થો.

આ અમારી મરઘી છે.
તે પોતાના માળા પર છે.
તેમાં દસ ઇંડાં છે.

તે મરઘી તે ઇડાંપર છે.
તેથી તમે તેમને (તે ઇડાંને) જોઇ શકતા નથી.
આ મરઘીનું ઇંડું છે.
ઇડાંને ઉપરથી કઠણુ પડ (કોટલું) હોય છે.
આ ઇડાંનું કોટલું આ છે.
આ ઇંડું નથી.
તે આલુ છે.
આલુને છાલ હોય છે.
આ મરઘીનું ઇંડું છે.

---

## પાઠ ૫ મો.

આ માણસ દૂધ વેચે છે.
તે દૂધવાળો છે.
તેની પાસે તાજા દૂધનો ડબ્બો છે.
તે મને એક પ્યાલું ભરીને દૂધ વેચાતું આપશે.
દૂધવાળા, મારૂં પ્યાલું અહીં છે.
તેને તાજા દૂધથી ભર;
લે આ એક આનો.
મારા છોકરા, તારૂં દૂધ અહીં છે. તે ઢોળતો નહિ.
ના. હું તે ઢોળીશ નહિ. હું તે પીશ.
દૂધવાળા, મારૂં પ્યાલું અહીં છે.

---

## પાઠ ૬ ઠ્ઠો.

રામ ટટાર બેસે છે.
તે એદીની માફક બેસતો નથી.
તે સુસ્ત છોકરો નથી.
તેની ઢળતી મેજ આગળ તે આ રહ્યો (અહીં છે).
તેણે તેનીપર શું રાખ્યું છે.
તેણે તેનાપર પુઠ્ઠું રાખ્યું છે.
તેના (બંને) હાથ કયાં છે?
તે (પેલા) પુંઠાપર છે.
તેણે આ હાથમાં સીસાપેન પકડી છે.
તેની કલમ તેના ખડીયામાં છે.
તે પીંછાની કલમ નથી.
આ પીંછાની કલમ છે.
રામના પગો કયાં છે?
તે ઢળતી મેજ નીચે છે.
રામ એદીની માફક બેસતો નથી.

---

## પાઠ ૭ મો.

સીતા, તારે માટે અહીં એક ઢીંગલી છે.
તે ટટાર બેસી શકે છે, પણ તે ઉભી રહી શકતી નથી.
સાહેબ, (હું) તમારો ઉપકાર માનું છું.
રામને અહીં આવવાનું કહો.
તે (પેલા) નકશા આગળ છે.
મારી પાસે તેને માટે એક પેટી છે.

રામ, તારી કલમ અને સીસાપેન માટે અહીં એક પેટી છે.

સાહેબ, (હું) તમારો ઉપકાર માનુંછું.

તારે માટે અહીં એક ઢીંગલી છે.

---

## પાઠ ૮ મો.

આ કોણ છે ?

તે ગોવિંદ છે.

તેના વાંસાપર તેણે એક કોથળો રાખ્યો છે.

તે કોથળામાં શું છે ?

તેમાં ટપાલના કાગળો છે.

શું તેમાં તમારે અને મારે માટે કાગળો છે ?

હા. તમારે માટે કાગળો છે અને મારે માટે કાગળો છે.

આ રહ્યા તમારા કાગળો ને આ રહ્યા તમારા, ગોવિંદ, અમારા કાગળો ( લાવવા ) માટે (અમે) તારો ઉપકાર માનીએ છીએ.

પણ આ કાગળો અમારા નથી.

આ કાગળો અમારા નથી.

---

## પાઠ ૯ મો.

ઊંટને તેની પીઠપર ખુંધ (કોટ) હોય છે.

તેને લાંબી ડોક અને લાંબા પગ હોય છે.

આ મેહબુબનું ઊંટ છે.

તે સારી રીતે ખદ્દુક ખદ્દુક કરે છે—ચાલે છે.

આ તેની બિલાડી છે.

તે માંદી છે.

તેથી તેને તમને ચાટવા દેતા નહિ.

તેને આ કોથળાપર પડી રહેવા દો.

તે નરમ છે.

તેને પતરાના ડબ્બામાં થોડું દૂધ આપો.

મેહબુબનું ઊંટ સારી રીતે ખદ્દુક ખદ્દુક કરે છે—ચાલે છે.

---

## પાઠ ૧૦ મો.

તે રકાબી લઇને ખડકપર ધસી જતા નહિ.

તમે લપસી જશો અને માછલી પડી જશે.

તે ખડક ભીનો છે.

પણ મારે ઉતાવળા થવું જોઇએ (ઉતાવળ કરવી જોઇએ.)

તમારે તેમ થવું જોઇએ.

પણ તમારે તે માછલી પાડી નાખવી ન જોઇએ.

પેલો છોકરો કોણ છે ?

તે કૃષ્ણનો છોકરો છે.

તમારે તેમ થવું જોઇએ.

---

## પાઠ ૧૧ મો.

તે (અડધું) મોજું ઉંચકી લેતા નહિ.
તે હજી સુકાયું નથી;
પણ શું તે બતક ત્યાં ઉડશે નહિ?
તે તેમ કરે.
તેથી (તમારા હાથ ભેગા કરી) તાળી પાડો, અને (એટલે) તે તફ તફ અવાજ કરશે ને દોડી જશે.
સીતાની કાળી બિલાડી અહીં છે (આ રહી).
શું પેલું બતક પણ તેણીનું છે?
હા. તે તેણીનું છે.
તે તેની બેનનું નથી.
શું તે બતક પણ તેણીનું છે?

---

## પાઠ ૧૨ મો.

તમારો હાથ ખુલ્લો છે.
મારો હાથ બંધ છે.
આ મારી મુઠી છે.
તમે તમારો હાથ ખુલ્લો કે બંધ રાખીને મારી શકો.
તમે તે ખુલ્લો રાખીને તમાચો મારો છો.
તમે તે બંધ રાખીને ધબ લઇને અફાળો છો.
તે તમારી મુઠીવડે ધબ દઇને અફાળો છો.
તમે લાકડીવડે ફટકો મારો છો (જોરથી મારો છો).
તમે ઘંટ વગાડો છો, પણ તમે ઝાલર અફાળો છો (વગાડો છો).
તમે તેને લાકડીથી અથવા તમારા હાથથી વગાડો.
તમે તમારો હથ ખુલ્લો રાખીને તમાચો મારો છે.

---

## પાઠ ૧૩ મો.

મને કેટલાં આંગળાં છે?
મને દસ આંગળાં છે.
તમને કેટલાં આંગળાં છે?
તમને પણ દસ આંગળાં છે.
મેં આ આંગળીપર એક વીંટી પહેરી છે.
મેં આ આંગળીપર કે તે આંગળી પર વીંટી પહેરી નથી.
મેં એકજ આંગળીપર વીંટી પહેરીછે.
શું તમારી કોઇપણ આંગળીપર તમે વીંટી પહેરી છે?
ના. મારી કોઈપણ આંગળીપર મેં વીંટી પહેરી નથી.
મેં આ આંગળીપર વીંટી પહેરી નથી.

---

### પાઠ ૧૪ મો.

હું મારા ઝુંપડાપરથી તે છાપરી તરફ જાઉં છું.
મારી બિલાડી મારી સાથે આવે છે.
હું એક કુહાડી લેવા જાઉં છું.
મેં બદન પહેર્યું છે (બંડી પહેરી છે).
તે મારી છાતીપર આવે છે.
હું છાપરી ઉઘાડીશ, આપણે અંદર જશું.
હું કુહાડી લઇશ, અને આપણે બહાર આવશું.
પછી હું બારણું બંધ કરીશ, અને મારા ઝુંપડાપર પાછો આવીશ.
ત્યાં હું તે કુહાડીવડે થોડી લાકડાની ગંડેરીઓ ચીરીશ.
હું એક કુહાડી લેવા જાઉં છું.

### પાઠ ૧૫ મો.

હું મારા ખાટલાપર બેઠો છું.
મારો દીકરો મારા ખોળાપર બેઠો છે.
મેં એક હાથ તેના પગપર ને બીજો હાથ તેના વાંસાપર મૂક્યો છે.
હું તેનો બાપ છું.
હું તેને ચાહું છુ, તે મને ચાહે છે.
તેની મા અહીં નથી.
ભોંય (તળીયા)પર એક કામળો છે.
તે ખાટલા નીચે છે.
પણ ખાટલાનો આ પાયો તેના પર નથી.
તમે માત્ર આ પાયો જોઇ શકો છો.
હું ખાટલાપર બેઠો છું.

---

### પાઠ ૧૬ મો.

૧. હરિ અને ગોવિંદ તે ટેકરીપર જાય છે. કયો છોકરો હરિ છે ને કયો છોકરો ગોવિંદ છે ? આ છોકરો હરિ છે, અને તે છોકરો ગોવિંદ છે. હરિ અને ગોવિંદ ભાઇઓ થાય છે. ગોવિંદ હરિ કરતાં મોટો છે. તે હરિનો મોટો ભાઇ છે. તે હરિ કરતાં મોટો છોકરો છે. તે છોકરાઓનો બાપ પૈસાદાર માણસ છે. તે ઇમારતી લાકડાનો વેપારી છે.

૨. તે છોકરાઓ ત્યાં આવેલી પેલી ટેકરીની ટોચપર જાય છે. તમે તે જોઇ શકો છો. તે દૂર આવેલી છે. ગોવિંદે પોતાના હાથમાં એક લાંબી લાકડી રાખી છે. હરિ પોતાના ભાઇનો હાથ પકડે છે.

રામનો પગ દુખે છે (રામને પગે દરદ થાય છે).

---

## પાઠ ૧૭ મો.

૧. આ તાળાપર કાટ છે. હું તે કાટ કેવી રીતે કાઢી શકું? તેને ઈંટના થોડા ભૂકાવતી ઘસવાથી.

૨. તે પતરાના વાસણમાં ઈંટનો ભૂકો છે. તેમાં ભીનું ચીથરૂં બોળો, અને (એટલે) થોડોક ભૂકો તેનાપર ચોંટશે. પછી તાળાને તે ચીથરાંથી ઘસો, અને (એટલે) કાટ ઉતરી જશે. પછી તે તાળાને એક કોરા ચીથરાવતી ઘસો.

---

## પાઠ ૧૮ મો.

૧. સાંજ પડી છે. પશ્ચિમમાં સૂર્ય અસ્ત પામે છે અને અંધારૂં થતું જાય છે. ધુમસ ઊંચે આવે છે.

૨. આ છોકરાઓ (પોતપોતાંને) ઘેર દોડી જાય છે. તેઓ ઝડપથી દોડે છે. હરિ પહેલો છે ને ગોવિંદ છેલ્લો છે. બીજો છોકરો કોણ છે? તે રામ છે. તેણે વધારે ઝડપથી દોડવું જોઇએ, નહિ તો તે પહેલો થશે નહિ.

૩. રસ્તો કઠણ છે. તે ખડકપર થઇને જાય છે.

૪. તમે પેલું વહાણ ત્યાં જુઓ છો? તેને બે ડોળ છે. તેમાંનો એક બીજાના કરતાં મોટો છે. અને તમે તે છાપરી જુઓ છો? તે વાડામાં છે. વાડામાં લાકડાની મોટી ગંડેરીઓ અને ડામરનાં પીપો છે. હરિના પિતા ત્યાં છે.

રામે ઝડપથી દોડવું જોઇએ.

---

## પાઠ ૧૯ મો.

૧. મોતીનો ભમરડો ફરે છે. તેનો માનીતો કુતરો તે તરફ ભસે છે. મોતી મારા છોકરાનો છોકરો છે, ને હું તેનો દાદો છું. તમે તેને આ પછીના પાનાપર જુઓ છો. તમે તેને લાકડાની ગંડેરીપર બેઠેલો જુઓ છો. તમે તેને આ પાનાપર જોતા નથી.

૨. હું ઘરડો માણસ છું, ને હું ખોડંગતો ચાલું છું. પણ છોકરાઓને રમતા જોવાનું મને ગમે છે. રમતો છોકરાઓ માટે સારી છે (રમતો રમવાથી છોકરાઓને ફાયદો થાય છે).

૩. તે લાંબો કુદકો છે. રામ રૂંવાટીવાળા પેલા જુના કામળાપર કુદશે. હરિ એકસો વાર દોડે છે. તે પેલી લાકડી આગળ અટકશે. તેની પાસે એક પાતળો માણસ ઉભો છે અને તેને (તે લાકડીને) પકડી રાખે છે. મોતી આવશે ને અહીં રમશે.

મોતી આવશે ને અહીં રમશે.

---

## પાઠ ૨૦ મો.

૧. હરિ અને રામ બંને તરી શકે છે. તેઓ તળાવમાં તરે છે. તે (તળાવ) આ બાજુએ ઊંડું નથી, પણ તે પેલી બાજુએ ઊંડું છે.

૨. રામ, તમારો ડગલો કાઢી નાખો. પછી તમે વધારે સારી રીતે કુદશો. અને હરિ, તમારા ડગલા સહિત (ડગલો પહેરીને) દોડતા નહિ. તે કાઢી નાખો.

૩. હરિ, કિનારાપર આગળ ખસો, અને મોતીને અહીં આવવાનું કહો. તેને પોતાની જોડે કામળો લેતા આવવાનું કહો.

૪. મોતી, તમારો ડગલો કાઢી નાખો, અને તે લાકડાથી પાણી સુધી અને પાછા દોડો. તે સારૂં છે!

૫. હવે તમારો ડગલો પહેરો, અને કિનારાપર બેસો. તે સળીયા પર બેસતા નહિ. તેના પર ડામર છે. અને ઝાડીની પાસે બેસો નહિ. તેમાં સાપ હોય. (ફાનસ) પાસે બેસો.

તે સળીયાપર ડામર છે.

---

## પાઠ ૨૧ મો.

૧. આ એક ખેતર છે. ત્યાં છૂટી છવાયી (અહીં તહીં) ઝુંપડીઓ (આવેલી) છે. પેલા નળીયાં છે. અહીં એક બારી છે. તેમાં ચાર

સળીયા છે. અને તે ગાડા તરફ જુઓ. તે ઘોડા માટે અને નહિ કે બળદ માટે છે.

૨. તે ઝાડ નીચેનો માણસ ગાડાવાળો છે. તે તેની બિલાડી છે. તે પેલા ગાડાતળે છે ને એક પક્ષી તરફ ઊંચે જુએ છે. તે પક્ષી ઝાડપરથી નીચે ઉડે છે. શું તે બિલાડી તેના પર તરાપ મારશે ને તેને ઇજા કરશે? હા, તે (તેમ) કરશે. તે તેને કરડશે ને મારી નાખશે. તે ત્યાં ઉપર રહેલાં ત્રણ પક્ષીઓને ઈજા કરી શકશે નહિ. તેઓ ઝાડપર સહિસલામત છે.

૩ તે ગાડાવાળો તમારા તરફ ઊંચી નજર કરે છે. તેનું નામ ગોપાળ છે. તેને તાળીપાડવાનું કહો. ત્યારે (પછી) તે પક્ષીઓ ઉડી જશે.

તે બિલાડી તે પક્ષીપર તરાપ મારશે અને તેને ઇજા કરશે.

---

## પાઠ ૨૨ મો.

૧. કૃષ્ણ પોતાના હાથમાં એક બંદુક લઇને ઉભો છે. તેણે બાંય વિનાની બંડી પહેરી છે. તેના હાથ ખુલ્લા છે. તેના પર કંઇ નથી. ગોપાળે લાંબી બાંયવાળી બંડી પહેરી હતી તેના હાથ ખુલ્લા નહોતા. કૃષ્ણની બંડી રૂની બનાવેલી છે. તે રૂની બંડી છે. ગોપાળની બંડી ઉનની બનાવેલી હતી. તે ઉનની બંડી હતી.

૨. આજે તાપ પડે છે. તેથી કૃષ્ણે રૂની બંડી પહેરી. ગઇ કાલે ઠંડી હતી. તેથી ગોપાળે ઉનની બંડી પહેરી હતી

૩ કૃષ્ણ પોતાની બુંદુક વડે શું કરે છે? તે તેનાવતી ગોળી મારે છે. શું તે સારા ગોળી બહાર કરે છે? હા, તે સારા ગોળી બહાર કરે છે તે કોને ગોળી મારે છે? તે પક્ષીઓને ગોળી મારે છે. તેની બંદુક ગોળી બહાર કરવાના કામની છે.

ગઇ કાલે ઠંડી હતી.

---

## પાઠ ૨૩ મો.

૧. આ ગાયોનું ટોળું છે. આપણે ઘણી ગાયોને ગાયોનું ટોળું કહીએ છીએ.

૨. અહીં કેટલી ગાયો છે? તેને ગણો. એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત. આઠ, અહીં આઠ ગાય છે. પણ આ બાજુએ વધારે ગાય છે. ને તે બાજુ વધારે ગાય છે. તમે બધી ગાયોને અહીં જોતા નથી. આ બાજુએ વીસ ગાય વધારે છે ને તે બાજુએ દસ ગાય વધારે છે તેથી ટોળામાં આડત્રીસ ગાય છે.

૩. થોડીવારમાં મધ્યાહ્ન થશે. તેથી ગરમી વધતી જાય છે. ઝાડના છાંયડામાં એક માણસ અને એક છોકરી છે, પણ તમે તેમને અહીં જોઇ શકતા નથી. તે છોકરીએ પોતાના એક હાથમાં લાકડી રાખી છે, અને તે ઉભી છે. તે માણસે પોતાના એક હાથમાં ચપ્પુ રાખ્યો છે, અને તે બેઠો છે. તે પેલી છોકરીનો બાપ છે. તેઓ આજ સવારે ખેતરપરથી આવ્યા. તેઓ આજ સાંજે ત્યાં પાછા જશે. તેઓ ખેતર પરથી આવ્યા.

---

## પાઠ ૨૪ મો.

૧. રામ પોતાનો દડો લેવાને ભીંતપર ચઢયો. પણ તેનાપર લીલ હતી, અને તે લપસી ગયો ને પડયો. તેના પગને ભારે ઇજા થઇ, અને હજી તે સારો થયો નથી. તે (રામ) હજી લંગડાતો ચાલે છે.

૨. હવે તે હરિ અને કૃષ્ણ સાથે દોડી શકતો નથી. અને તે કુદી શકતો નથી કે ફુટબોલને લાત મારી શકતો નથી. તેણે પોતાના પગને આરામ આપવો જોઇએ. તેનો પગ બહુ સુજેલો છે. પણ તે એક બે દિવસમાં સારો થશે.

તેનો પગ એક બે દિવસમાં સારો થશે.

---

## પાઠ ૨૫ મો.

૧. આ એક ટેકરીની ટોચ છે. નદીને પેલે પાર ઘણે દૂર તમે એક ખેતર જુઓ છો. અહીંથી છાપરીઓ ઘણી નાની દેખાય છે.

તે ટેકરીની ટોચપરની આ ઝુંપડી (છાપરી) કેટલી મોટી દેખાય છે! અને તેની પાસેનું ઝાડપણ ત્યાં નીચે આવેલાં પેલાં ઝાડો કરતાં ઘણું મોટું દેખાય છે.

૨. હરિ અને ગોવિંદ અહીં પોતાના પતંગ ચગાવે છે (ઉડાવે છે). તેઓના પતંગ ઉપર હવામાં છે, પણ બહુ પવન નથી. ઉપર ઉભો રહીને હરિ પોતાનો પતંગ ચગાવે છે. ગોવિંદ નીચે બેસી જઇને તેનો પતંગ ચગાવે છે. બંને છોકરા પાસે દોરાની મોટી ફીરકીઓ (લટાઇઓ) છે અને તે લટાઇઓના કાણામાં લાકડીઓ ઘોંચેલી છે. હરિ ગોવિંદ સાથે વાત કરે છે, અને તેઓ બંને ઉંચે પોતાના પતંગો તરફ જુએ છે. તેઓ પોતાની પછવાડે જોતા નથી. પણ ગોવિંદની પછવાડે કંઇક છે. તે શું છે? તે સાપ છે, ને તેણે પોતાનું માથું ઉંચું કર્યું છે. તે ગોવિંદને કરડશે.

૩. પણ તે સાપે ફૂંફાડો માર્યો, અને ગોવિંદ ઉંચે કુદ્યો. તેની લાકડી રેતીપર લાકડાની ગંદેરીપાસે પડેલી હતી, અને તેણે તે ઉચકી લીધી અને તે વડે સાપને માર્યો. તે સાપ મુએલો પછવાડે પડ્યો. તે મોટો સાપ હતો.

તે રળીયામણો દિવસ હતો ને તાપ પડતો હતો. પણ પવન નહોતો.

---

## પાઠ ૨૬ મો.

૧. ત્યાં દરિયો છે, અને પેલો દરિયાકિનારો છે. મોજાં અંદર ગબડે છે. પાણીની પાસેની બાજુએ એક ડોળવાળી હોડી (પડેલી) છે. તે માછલાં પકડવા માટેની હોડી છે, અને તે હમણાંજ અંદર આવી છે. પેલા બે માણસો હમણાંજ તેમાંથી બહાર નીકળ્યા છે. તેઓએ પોતાના હાથમાં સળીયા રાખ્યા છે. તે હોડી તેમની છે. હજી પણ તેમાં બધાં માછલાં છે. તેઓએ તે (માછલાં) ને હજી બહાર કાઢ્યાં નથી.

૨. આપણે અહીં રેતીના ઉપરના ભાગમાં છીએ. આપણે ટેકરીઓ પર છીએ. તે (ટેકરીઓ) પર થોડું ઘાસ છે, અને એક લંગડું ગધેડું આપણી નજીકમાં ચરે છે. તે બાજુએ ઘણે દૂર જમીન (ની અણી) દરિયામાં જાય છે, અને અખાત બનાવે છે. એ સઢવાળી પેલી હોડી અખાતમાં જાય છે.

૩. આ તાજો દરિયાનો પવન ઘણો ઠંડક આપે તેવો અને મઝાનો છે. આજે બહુ તાપ પડયો છે. અહીં ઉપરના ભાગમાં ચાલો આપણે આપણી ચોપડીઓ વાંચીએ. અથવા હું તમારી આગળ વાંચું ? ( અથવા તમે કહો તો હું તમારી આગળ વાંચું. ) ત્યારે તમે તમારા ઘુંટણની આસપાસ તમારા હાથ રાખીને બેસી શકશો.

દિવસ લાંબો થયો છે.

---

## પાઠ ૨૭ મો.

૧. આપણા નવા કુવા આગળ જતા નહિ. તેની આસપાસ હજી સુધી દીવાલ નથી, અને તમે અંદર પડો, તેઓ આવતે અઠવાડિયે દીવાલ બાંધશે. પછી તમે પાસે જજો અને અંદર જોજો.

૨. તે ઘણો ઊંડો કુવો છે. તેની અંદરની બાજુએ બધે ઇંટો નથી. તે ખડકમાંથી કાપેલા પત્થરો છે. તે ઇંટ કરતાં ઘણા મોટા છે. અહીથી તમે તેમાંના થોડા જોઇ શકોછો.

૩. પાણી તાજું અને નિર્મળ છે. કુવામાં કદાચ ગએલાં પતરાં અથવા મેલા વાસણો ફેંકશો નહિ. સ્વચ્છ વાસણમાં તેમાંથી પાણી ખેંચો.

અંદરની બાજુએ બધે પત્થરો છે.

---

## પાઠ ૨૮ મો.

૧. કોઇ માણસ નહાવા માટે પાણી ગરમ કરે છે. પાણી ગરમ થવા લાગ્યું છે. ઢાંકણા નીચે થઇને વરાળ તે વાસણની બહાર આવેછે.

પણ દેવતા પ્રકાશિતપણે બળતો નથી (સારો તાપ થયો નથી). ધુમાડો થયો છે. કદાચ લાકડાં પાણીવાળાં છે. સુકાં લાકડાં બળે ત્યારે તેનો ભડકો પ્રકાશિત હોયછે. ચુલામાં ત્રણ નાનાં લાકડાં અને થોડા નાના લાકડાના કકડા છે.

૨. કોણ આવશે અને દેવતાપરથી આ વાસણ લઈ લેશે? કદાચ કોઇ માણસ તેમ કરશે. તે પોતાને નહાવાને માટે ઠંડુ પાણી લેતો હશે. આપણે કોકરવા પાણીથા અને નહી કે ગરમ (ખદખદતા) પાણીથી નહાઇએ છીએ. તેથી આપણને નહાવા માટે ગરમ અને ઠંડા બંને પાણીની જરૂર છે.

---

## પાઠ ૨૯ મો.

૧. ગઇ કાલે રજા હતી. તેથી હું અને મારો ભાઇ વહેલા ઊઠયા, અને ટેકરીપર ગયા. જ્યારે અમે જંગલમાં હતા, ત્યારે અમે એક મોટા રીંછને અમારી તરફ આવતું જોયું. અમે ઘણા બીધા, અને શું કરવું તે સુઝયું નહિ. પરંતુ અમારી નજીકમાં જાડા થડ વાળું એક મોટું જમરૂખીનું ઝાડ હતું, અને અમે તે પર ચઢયા. જ્યારે રીંછ તે ઝાડ પાસે પહોંચ્યું, ત્યારે અમે ઊંચે એક ડાળીપર હતા. તેથી તે વખતે તે ઝાડનાં મૂળ પાસે બેઠું, અને અમારી રાહ જોઇ.

૨. પણ તેણે લાંબો વખત રાહ જોઈ નહિ. કારણકે થોડીવારમાં અંધારૂં થવા લાગ્યું, અને પવન ફૂંકવા લાગ્યો અને વરસાદ પડયો. તે રીંછે એક બાજુએથી બીજી બાજુએ આમતેમ જોયું, ફર્યું અને ચાલ્યું ગયું. અમે તેને ટેકરીની નીચેની બાજુએ એક અંધારી બખોલમાં જતું જોયું. તે તેની ગુફા હોવી જોઇએ.

૩. પછી અમે બંને તે ઝાડપરથી ઉતરી પડયા, અને વરસાદમાં અમે અમારે ઘેર દોડી ગયા.

---

## પાઠ ૩૦ મો.

**૧.** ધોબીઓ કપડાં ધુએ છે. તેઓ કપડાં ધોનારા છે.

**૨.** આ છોકરાનો બાપ ધોબી છે, અને પેલો તેનો ગધેડો છે. પોતાના ગાંસડા લઇ જવા માટે ધોબીઓ ગધેડા રાખે છે.

**૩.** પોતાને જે કપડાં ધોવાનાં હોય છે તે કપડાંનો ધોબી ગાંસડો બાંધે છે, અને ગાંસડો પોતાના ગધેડાપર મૂકે છે. ગધેડો તે નદીપર લઇ જાય છે. અહીં ધોબી તે ગાંસડો નીચે ઉતારે છે, તે છોડી નાંખે છે, અને કપડાં બહાર કાઢે છે. પછી તે અને તેની સ્ત્રી પાણીમાં જાય છે, અને કપડાં ધુએ છે. તેઓ પત્થરની પાટપર ઝીકીને તે (કપડાં)ને સ્વચ્છ બનાવે છે. જ્યારે તે તદન સ્વચ્છ થાય છે, ત્યારે તેઓ તે કપડાંને નીચોવે છે અથવા વળ દે છે, અને પાણી બહાર કાઢે છે. પછી તેઓ પેલાં ભીનાં કપડાંને કિનારાપર પાથરે છે, અને ત્યાં સુકાવા દે છે. જ્યારે તે (કપડાં) તદન સુકાઇ જાય છે, ત્યારે તેઓ ફરીથી તેનો ગાંસડો બાંધે છે, અને ગધેડો સાંજે તે કપડાં ઘેર લાવે છે.

**૪.** બીજે દિવસે ધોબી કપડાંની ઘડી કરે છે અને તેને ઇસ્ત્રી કરે છે. પછી તે તેમને સ્વચ્છ કકડામાં બાંધે છે, અને તમારી પાસે પાછા લાવે છે.

ધોબીઓ કપડાં ધુએ છે.

---

## પાઠ ૩૧ મો.

**૧.** કાદવમાં ખુંચી ગયેલી જે ગાડી તમે જુઓ છો તે બળદ ગાડી છે. બળદની જોડ (બે બળદ) તેને ખેંચે છે.

**૨.** જે બળદો તેને ખેંચે છે તે ક્યાં છે? જે માણસ તે બળદ હાંકે છે તે ક્યાં છે? તે બળદો આપણી પછવાડે એક ઝાડ સાથે બાંધેલા છે. હાકનાર મદદ (મેળવવા માટે) ગામમાં ગયો છે. તે પેલા કિનારા પરથી બળદો હાંકતો હતો, એટલામાં તે પાણીના પેલા નાના ખાબો-ચીયા પાસે આવ્યો. તે જાણતો નહોતો કે ખાબોચીયું ઘણું ઊંડું છે,

અને તેણે તે (ખાબોચીયા)માં બળદો હાંકયા. તેઓને ઠોકર વાગી, પણ તેઓ ફરીથી ઊઠયા. જ્યારે ગાડી તે (ખાબોચીયા)માં આવી, ત્યારે તે ત્યાં ચોંટી ગઇ. તેથી તે હાંકનારે બળદોને બહાર કાઢયા, અને ગામમાં ચાલ્યો ગયો. હમણાં તે ત્યાં હોવો જોઇએ.

ગામ તરફ હાંકો.

## પાઠ ૩૨ મો.

૧. આ પાનાપર તમે એક માણુસને ખેતર ખેડતો જુઓ છો. ખેતરમાં પાણી ભરાઇ ગયું છે, અને તે તળાવ જેવું દેખાય છે.

તે પાણી કયાંથી આવ્યું ? શું તે કોઇ ઝરામાંથી આવ્યું ?

તે એક નહેરમાંથી આવ્યું.

૨. એક ભેંસ ખેતરમાં ઊંચે નીચે હળ ખેંચે છે. તે માણુસે પોતાના ડાબા હાથમાં મારવા માટે એક નાની લાકડી રાખી છે, અને હળનો હાથો તેણે પોતાના જમણા હાથમાં રાખ્યો છે. તે (હળ) એક જાડી લાકડી છે. તે તેને કાદવમાં દબાવે છે, અને તેને છેડે આવેલું લોખંડનું પાનું પાણી નીચેના કાદવને ઉથલાવે છે. તે માણુસ હળની પછવાડે પાણીમાં ચાલે છે.

૩. આ ખેતર કે જે તે ખેડે છે તે ડાંગરનું ખેતર થવાનું છે. તે તેમાં ડાંગર વાવશે. હિંદુસ્તાનમાં ઘણા માણુસોનો મુખ્ય ખોરાક ચોખા છે.

હિંદુસ્તાનમાં માણુસોનો મુખ્ય ખોરાક ચોખા છે.

## પાઠ ૩૩ મો.

૧. આ તરાપામાં તમે જે માણુસો જુઓ છો તે માછીઓ છે. તેઓ માછલાં પકડવા બહાર જાય છે.

૨. પેલા બે માણુસોએ હાથમાં હલેસાં રાખ્યાં છે, અને તેઓ તે વડે હલેસાં મારે છે. કાગળ કાપવાના મોટા ચપ્પુ જેવો લાકડાનો

લાંબો, ચપટો કકડો તે હલેસું છે. આ બાજુનો માણસ જાળપર બેઠો છે. તે (જાળ)ની નીચે માછલાં સારૂ એક ટોપલી છે. તેણે કપડાની ટોપી પહેરી છે. બીજા માણસોએ નાળીયેરીનાં પાંદડાંની પટીઓની બનાવેલી ઉપરથી અણીવાળી ટોપીઓ પહેરી છે.

૩. આ મદ્રાસના માછીઓ છે, અને તેઓનો તરાપો 'કૅટામરન' કહેવાય છે. તામિલ ભાષામાં આ શબ્દનો " સાથે બાંધેલાં લાકડાં " એવો અર્થ થાય છે.

૪. ઘણે દૂર તમે એક આગબોટ જુઓ છો. તે મદ્રાસથી ઉપડે છે. ધુમાડીયામાંથી બહાર આવતા જાડા–પુષ્કળ–ધુમાડા તરફ જુઓ.

૫. ગઇ રાતે તોફાન હતું, અને ભારે–તોફાની–પવન હજી ફૂંકે છે. તમે જોઇ શકો છો કે દરિયો તોફાની છે. મોજાંપરના ફીણ તરફ જુઓ.

ગઇ રાતે પવન ફૂંકતો હતો.

---

## પાઠ ૩૪ મો.

૧. એક ભરવાડ આ ઘરમાં રહે છે. ભીંતો ઇંટ અને ચીકણી માટીની બનાવેલી છે, અને છાપરૂં પરાળનું બનાવેલું છે. આપણે કહીએ છીએ કે ઘરને છાયેલું છાપરૂં છે.

૨. પણ પરાળ તરફ જુઓ. તે કોઇ કોઇ જગોએ પાતળું છે. જ્યારે વરસાદ પડે છે, ત્યારે છાપરૂં ગળે છે, અને ઘરની અંદરની બાજુ ભીનાશવાળી અને ગંદી થાય છે. ભરવાડે છાપરાપર વધારે પરાળ મૂકવું જોઇએ.

૩. તમે ઘરની નજીકમાં ઘાસનો ઢગલો જુઓ છો? તે સુકું ઘાસ ભરવાડની ગાયો માટે છે. તેની પાસે થોડી ગાયો છે.

૪. ૪૯મે પાને તમે જે ઘેટાં જોયાં તે તેનાં છે, પણ તેની પાસે ઘણાં વધારે (ઘેટાં) છે. અહીં તમે એક ઘેટો અને એક ઘેટી જુઓ છો.

ઘેટી ઘેટાના જેટલી મોટી હોતી નથી. પણ એક ઘેટી બીજી કોઇપણ ઘેટીના જેટલી મોટી હોય છે, અને એક ઘેટો બીજા કોઇપણ ઘેટા જેટલો મોટો હોય છે. તે પેલા ભરવાડનો કુતરો છે. પોતાના શેઠ તરફથી તે ઘેટાંની રખેવાળી કરે છે. તે મઝેનો કુતરો છે. તે કઢી ને ભાત ખાય છે, પણ હાડકાં તેને વધારે ભાવે છે.

એક ઘેટો બીજા કોઇપણ ઘેટા જેટલો મોટો હોય છે.

---

## પાઠ ૫૩ મો.

૧. આ પછીને પાને કામે લાગેલા હાથીનું ચિત્ર છે. હિંદુસ્તાનમાં દરેક નાના છોકરાએ હાથીને રસ્તાપર ચાલતો જોયો છે. કેટલાકે તેને કામ કરતો પણ જોયો છે.

૨. આ હાથી સાગના લાકડાની મોટી ગંડેરી લે છે. તેણે તે પોતાની સુંઢથી ઉંચકી લીધી, અને હવે તેણે તેને પોતાની સુંઢ અને દંતશૂળો વચ્ચે રાખી છે. જે જગાએ માવત તેને હાંકી જશે તે જગાએ તે તેને (તે ગંડેરીને) લઇ જશે, અને ત્યાં તે તેને નીચે મૂકશે. તે એક દિવસમાં ઘણું કામ કરી શકે છે.

૩. બીજું કોઇ પણ પ્રાણી હાથી જેટલું મોટું નથી. દુનિયામાં તે સૌથી મોટું પ્રાણી છે. છતાં જેમને તે ચાહે છે તેમની સાથે તે નરમાશથી વર્તે છે. માવતના નાના છોકરાને તે પોતાના પગોની આસ-પાસ રમવા દેશે, અને તેને ઇજા કરશે નહિ. તેને પંખા જેવા મોટા, પહોળા કાન હોય છે કે જે તે હમેશાં ફફડાવતો જણાય છે. તેને નાની આંખો હોય છે. તેની સુંઢ તેના નાક અને હાથ બંનેનું કામ કરે છે. તેના દંતશૂળ એ લાંબા દાંત હોય છે.

હાથી દુનિયામાં સૌથી મોટું પ્રાણી છે.

---

### પાઠ ૩૬ મો.

૧. જુઓ ! વાઘ એક માણસપર હુમલો કરવાને હમણાં તૈયાર (થયો) છે. તે માણસ તેને ગોળી મારવા જાય છે. તેની નજીકમાં એક મોટો હાથી છે. તે હાથીની પીઠપર અંબાડી છે, જેમાં થોડા વધારે શિકારીઓ છે. દરેક શિકારી પાસે એક બંદુક છે.

૨. આઘે બીજો હાથી છે. તે પોતાની સુંઢ હવામાં ઉંચે પકડી રાખે છે. આ હાથી પાસે બે માણસો છે. તેઓ પોતાના હાથો હલાવે છે ને બુમ પાડે છે.

૩. એક વધારે-બીજો-હાથી છે. તે વાઘથી લાંબે અંતરે છે. વાઘની જમણી બાજુએ બળદની ખોપરી છે.

૪. જ્યારે તે માણસ ગોળી છોડે ત્યારે તેણે વાઘને મારી નાખવો જોઇએ, નહિ તો તે વાઘ તેનાપર હુમલો કરશે ને તેને મારી નાખશે.

૫. વાઘ જંગલનું સૌથી વિકરાળ પ્રાણી છે.

હાથીની પીઠપર થોડા વધારે શિકારીઓ છે.

---

## કવિતાઓ.

### (૧) કેવી રીતે સુખી થવું.

નાનકડા માણસ, તમે સુખી અને આનંદી થવા ઇચ્છો છો ? તમે સુખી અને આનંદી થવા ઇચ્છો છો ? ત્યારે હે નાનકડા માણસ, તમે દરરોજ કંઇ દયાનું કામ કરો, ત્યારે તમે દરરોજ કંઇ દયાનું કામ કરો.

---

### (૨) વાદળાં.

હોડીઓ નદીપર ચાલે છે, ને વહાણો દરિયાપર ચાલે છે. પણ વાદળાંઓ કે જે આકાશને એક છેડેથી બીજે છેડે જાય છે તે આ (બંને) કરતાં વધારે સુંદર હોય છે.

---

## (૩) નાનો તારો.

હે નાના તારા! તું ઝબકયા કર. તું કેવો છે એ જાણીને હું બહુ અજાયબ થાઉં છું–દુનિયાની ઉપર આટલે બધે ઊંચે આવેલો તું આકાશમાં એક હીરા જેવો છે.

જ્યારે ધગધગતો સૂર્ય અસ્ત પામે છે, જ્યારે ઝાકળથી ઘાસ ભીનું થાય છે, ત્યારે તું તારૂં થોડું તેજ દેખાડજે આખી રાત તું ઝળકયા કર.

---

## (૪) ખૂબ મહેનત કરો.

છોકરાઓ, ખીલો બરાબર ખોડો. તેને ટોપકાપર મારો. છોકરાઓ, જ્યારે લોખંડ રાતું–લાલચોળ–હોય ત્યારે તમારૂં બધું જોર કાઢીને મારો.

છોકરાઓ, જ્યારે તમારે કામ કરવાનું હોય ત્યારે તે દૃઢ મનથી–તન–દઇને–કરો. છોકરાઓ. જેઓ ટોચપર પહોંચેછે તેઓએ પહેલાં ટેકરીપર ચઢવું જોઇએ.

---

## (૫) હાલરડું.

નાના બાળક, તું ઝાડના મથાળાપર ચુપ રહે. જ્યારે પવન વાશે, ત્યારે પારણું હાલશે, જ્યારે તે ડાળી ભાંગશે, ત્યારે પારણું પડશે, અને નાનું બાળક અને પારણું સૌ નીચે આવશે.

---

## (૬) ચંદ્રમા.

અરે ચંદ્રમા તરફ જુઓ! તે ત્યાં ઉંચે પ્રકાશેછે. હે મા, તે હવામાં ફાનસ–દીવા–જેવો દેખાય છે.

ગયે અઠવાડીયે તે આજેછે તે કરતાં નાનો હતો અને તેનો આકાર ધનુષ જેવો હતો. પણ હવે તે મોટો થયો છે અને અંગ્રેજી 'ઓ' અક્ષર જેવો ગોળ છે.

---

## (૭) મોજાં.

અશાંત મોજાંઓ, તમે કે જે આમતેમ અથડાઓ છો અને ગર્જના કરો છો તે આગળ ગબડો-વધો, આગળ ગબડો-વધો. કિનારા પર પહોંચ્યા પછી તમે બધા ફરીથી શા માટે પાછા દોડો છો? હે ઘોંઘાટ કરનાર મોજાંઓ, તમે આગળ ગબડો-વધો, આગળ ગબડો-વધો. જમીનપર વધારે ઉંચે સુધી ગબડો-વધો! પીળી રેતીના પેલા પુસ્તાને તમે ઓળંગી શકતા નથી તેનું શું કારણ છે?

---

## (૮) હવા.

જ્યારે હવા ભીનાશવાળી હોય ત્યારે આપણે ચીડાવું જોઇએ નહિ. જ્યારે હવા ઠંડી હોય ત્યારે આપણે (તેને) ઠપકો આપવો જોઇએ નહિ.

---

## (૯) વહેલા સુઈ જવું.

વહેલા સુવાની ને વહેલા ઉઠવાની ટેવ માણસને તંદુરસ્ત, પૈસાદાર અને ડાહ્યો બનાવે છે.

(વહેલા સુઈ જઇને વહેલા ઉઠવાથી માણસ તંદુરસ્ત, પૈસાદાર અને ડાહ્યા થાય છે).

---

સમાપ્ત.

# નોટીસ

આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે નીચે લખેલી ચોપડીઓ સુરત નાણાવટ મધ્યે મી. કરસનદાસ નારણદાસ બુકસેલરની દુકાનેથી મળશે.

મેકમીલન ન્યુ રીડર્સ પ્રાઇમર ભાગ બીજાના મીનીંગ
(તરજુમા સહીત) ૦-૬-૦
મેકમીલન ન્યુ રીડર્સ નં. ૧લાના ,, ....૦-૮-૦
મેકમીલન ન્યુ રીડર્સ નં. ૨ ના ,, ....૦-૧૧-૦
મેકમીલન ન્યુ રીડર્સ નં. ૩ ના ,, ....૦-૧૩-૦
મેકમીલન ન્યુ રીડર્સ નં. ૪ ના ,, ....૧-૦-૦
મેકમીલન ન્યુ રીડર્સ નં. ૫ ના ,, ....૧-૪-૦
સંસ્કૃત પ્રીમરની ગાઇડ ... .... ....૦-૧૨-૦
નળાખ્યાન સટીક મોદીકૃત .... .... ....૧-૨-૦
ધી મીડલ સ્કુલ એરિથમેટીક.... .... ...૧-૦-૦
નેલસન રીડર્સ પ્રાઇમરના મીનીંગ (તરજુમા સહીત). ૦-૬-૦
નેલસન રીડર્સ નં. ૧ના .... ....૦-૧૦-૦
,, ,, ૨ના .... ....૦-૧૩-૦
,, ,, ૩જા .... ....૧-૪-૦
,, ,, ૪થા .... ....૧-૪-૦
,, ,, ૫મા .... ....૧-૪-૦

એ શિવાય બીજી બધી શાળાપયોગી ચોપડીઓ મળશે.
જથાબંધ લેનારને સારૂં કમીશન આપવામાં આવશે.

Published by–Balubhai Karsandas Narandas
Book-seller, Nanavat—SURAT.
Printed by–Narayanrao Laxmanrao Nikum at the
Shanker P. Press, Chawta Bridge–SURAT.